# ઘણુંજ ટુંકુ ને .

વાહાલા વાંચક ફરી એક વાર મારા અનુભવી
અરોને માત્ર ધર્મનાંજ કામ માટે ખેલ સ્તેજ કરવ
કીધા છે, અને આશા છે જે હંમેશ માફક આ વ
રોનાં કામને તમો બીરાદરો ઉત્તેજન આપશો, અને ત
સંતોષ મલશે એવી મારી ખાત્રી છે.

હું મારા આ દીબાચામાં ઘણું લાંબું તાહેલું કરવા
આજ કાલ એમેચ્યુઅરો જે જાતનાં નાટકો કરે છે તે બાર્રી
તેનો અનુભવ લઇનેજ ( કોઇપણ કલબને માટે અગત ર્ટી
હું મારા એમેચ્યુઅરો માટે ખરી રીતનો તેઓને માત્ર ઇનસાફ
બચાવ કરૂં છું; જો કે મેં આ ખેલ માત્ર ત્રણજ અઠવાડી- ...
અપાવીને સ્તેજ કીધો છે, એ ત્રણ અઠવાડીઆંનાં કામનું પ... તમો
મેહરબાનોજ શું આવે છે તે જોશો, ને એ એમેચ્યુઅરોને ઇનસાફ આપશો.

હું હંમેશાં પબલીકના લાભનાં જેવી ફંડો હોએ તેવાં ફંડો માટેજ આવાં કામો માથે ઉઠાઉ છું અને કેહવાને ઘણોજ મગરૂર છેઉં કે મારાં હંમેશનાં આવાં કામોને પબલીક તરફથી ખરાં દીલથી ઉત્તેજન મલે છે, અને તેથીજ મને તેમજ મારા એમેચ્યુઅરોને કામમાં ઉલત આવે છે, જોકે એક એમેચ્યુઅર નાટક સ્તેજ કરવાની ખટપત અને જંજાલ કેટલી છે તે તો જે ધણીને એ બાબદનો અનુભવ હોએ તેનેજ ખબર પડે. જોકે મારે હસ્તક કંઇબી કલબ નથી એટલે કે હમો કંઇ ચોક્કસ એક એમેચ્યુઅર કલબનાં મેમબરો નથી એટલે મને અને મારા એમેચ્યુઅરોને દરેક રીતની મુશકેલી પડે છે પણ દરેક રીતની મદદ મને બહારથી મલે છે એટલે મને પોતાનેબી બહુજ ઉલટ આવે છે.

છેવટે હું એટલુંજ કહીશ કે મારાં આ કામમાં દરેક રીતની મદદ મને બહારથી મલી છે તેઓ સઘલાંઓનો હું આ તકે ખરાં જીગરથી આભાર માનું છું.

લી૦

બરજોર પી. વજીફદાર.

# "ઝોહાકી-દૌર."



## પાત્રો.

| | | |
|---|---|---|
| મેહેરનોશજી... | એક તવંગર વેપારી. | મી૦ ન. ર. નરીમાન |
| શાવક. ... | મેહેરનોશજીનો બેટો. | ,, હો. બે. કેબીનેટ મેકર. |
| ફરામરોઝ ... | ભલા ખવાસનો પણ ખરાબ સંગતથી બગડેલો જવાન. | ,, શી. એમ. મારકર. |
| સપલ ... | ઉડાઉ મોજીલો અને કાવત્રાંબાજ ઉલથાપ્યો. | ,, પી. આર. દુબાશ. |
| સોરાબશાહ... | મેહેરનોશજીની ઓફીસનો કલાર્ક. | ,, જે. એસ. કાવારાના. |
| બરજોર ... | સોરાબશાહનો બેટો. | ,, બી. ડી. વજીફદાર. |
| ડામુબા ... | એક પ્રાયવેટ દીટેકટીવ. | ,, જે. લાલકાકા. |
| ભીખો ... | મેહેરનોશજીનો નોકર. | ,, ડી. એ. કુપર. |
| જર ... | ફરામરોઝની બેહેન. | ,, ડી. કોલાબેવાલા. |

( યજદાં. )



# "ઝોહાકી દૌર".

## અંક ૧ લો.

૧

શાવક—

અયે યજદાં સુખ કરતા તારૂં હરનીશ ભજું નામ રબ—અયે યજદાં.
જગ તમામ, લઇને નામ, કરેજો કામ, પામે મુદામ, મનની હામ,
કરીને કરમ, રાખો શરમ, તું દુઃખ હરતા—અયે યજદાં.
કરૂ તારી તાબેદારી, ખલકતની હસ્તી સારી,
થાય નીસાર, દુન્યા સંસાર, તુજપે અપાર મગનમે,
દિલ તનમેં, જાન મનમે, તું રતી હરતી ધરતા.—અયે યજદાં.

જર—

જુઠી જુઠી છે રીતી, સત રબ પ્રીતી, તેને પુગે નહી કોઈ
પ્યારૂં છે, ન્યારૂં છે, નામ લીધું મેં જોઇ.

સંપતી સંતની મીથ્યા છે માયા મીત્ર સગાં કે ખેશ,
અંત સમે કોઈ કામ ન આવે દ્રવ્ય કુટુંબ કે દેશ.

જુઠો જમાનો મતલબી માનો—છે આ તુફાંનો
ચાલ્યા ગયા કંઇક રોઇ

કર નેકી તું તારી—એ નેકીની યારી છે મોટી જયકારી
અમર ખુશબોઇ.

૩

શ્રાવક, જર—

નેક જાત આજે રાત મળીને સાથ જોઇશું નાટક વ્હાલી
કેવી ખુશાલી પામીશું મોજ અતિ.
વાહાલાને વહાલી જો બેઉ છે સાથ ફીકર નહિ રતી=નેક જાત
તમે વીજળીની ટ્રામમાં જો ચાલશો, વહાલા તમે—
નારે નવી મોટરની જોજે બહાર,
જલદીથી આવજો મોટરજ લાવજો, હું બી થાઉં છું તૈયાર.
પ્યારી ન્યારી તું રંગીલી દીપે અતિશે બહાર;
નહિ કરો જાની તારીફ મુજ અપાર
ખીલે ખુશ ખૂબ નસીબનો બહાર=વહાલાને વહાલી.

૪

**ભીખો—**

હાં, હાં, કાદાં પપેટા વટેણા રતાળુ
ને કોબી છે કોમળ કાલી ફુલાવર
મેથી ચોલાઇ કારેલાં કમોદ્દીચો
ભીંડાને ઇંડાં બસ મરઘીપર માર.
ભારી બોજા લાવવાનું, પાછા પકાવવાનું.
બાઈને ખવરાવવાનું "ડયુટી" જંજાલી છે
ઘર દલાલી છે, આનો એઆનીમાં,
પાઇ દુકાનીમાં, બાકી ઉધાર.—હાં.

૫

**સપલ—**

દુન્યા જાને મુજને માને–ભોલો બાલો ફાની જગમાં
ભરી મક્કારી ને બદકારી આ સેવકની રગરગમાં=દુન્યા

જોહાકના ખભાં ઉપર બેઠેલો સાંપ છું
જેહાંનને ભોલાવું હું એવો ખુદ પાપ છું
ગોલાંટ મારી ભોલાને ભોલાવવા થાપ છું,
ભમાવવામાં તો હું હુરેમંદનો બાપછું.

૬

ફરામ—

રંગ રૂપ ફુલનો કારબાર સુલનો
એસકો ને મેસકો બની ફરૂં દમામમાં
નોકરી ન ચાકરી પાકીટ રહે ભરી
ચાલથી કમાલથી મચાવું ધુમધામ.

*   *   *

{ શાનથી કરીને ચાલાકી, અને બેબાકી વળી સફ્ફાકી.
{ જાનથી અઝીઝ છે બાકી, બસ વાત બદમાશીની

૭

જર—

આજે જોવું છું આલમમાં મારા જેવાં મગન છે કોણ
મન હર વ્હાલો, શેઠ ને ભાઇ, બેઉ મલ્યા અનમોલ=આજે
બધી રીતે આરામ, નહિ સંકટથી કામ,
મલે રાહત તમામ, ગરીબાઇનું ધામ
જાણે જન્નત મુકામ, મને છે લાકલામ.
દાતા અહેશાન તારા—મારાં જેવાં મગન છે કોણ=આજે

८

**સંપલ-ફ્રશામ—**

અરે હાં હાં હાં હુંબી જાણુંછું સારી છે દગલબાજી
અરે હાં હાં હાં હુંબી માનુંછું પ્યારી છે દગલબાજી
વીલ લાવ કારસ્તાનીથી, મળસે પૈસો આસાનીથી
ડરવું નહી બેઇમાનીથી, બેઇમાની બસ જા ચોરી લાવ=અરે હાં

નહી થાશે નીશફ્લ મારી ખટપટ એતો ધંધો છે મારો
હવે જા ઝટપટ કર ચીલઝપટ એહશાન વીસરીશ નહી તારો—

**ડ્રોપ.**

## અંક બીજો.

૯

**ભીખો—**

ડાહ્યા પારહાજી મારે કહે ચાલજો.
મરઘાં બટકાં ઘેરે બહુ પાલજો.
છોડાં નાનાં મોટા—ભેંભેં કરી રોતાં
વેચીને તમેબી વેચાવજો ડાહ્યા.=
મરઘી મુકે ઇંડા—ગોલ ગોલ મોટાં મોટાં
વેચીને વેપારી તમે કહાવજો.
મરઘો મારો લાડકો—ચાલે કેવો ફાંકડો.
.કુકડેકુક બહુએ બોલાવજો=ડાહ્યા.

૫૩૦૪



**શાવક—**

ઓ રબ રૂઠ ના—સંતાપમાં કાહે છોડે છોડે.
આશાઓ આપો-મેહર મુજપે થાપો.
ભાગ દેજે નહી બેકાર છોડે છોડે,—ઓ રબ.

## ૧૧

ફ્રરામ—

મુજ આસ ટુટી ગઇ

કરમ ફુટી શીખ માને નહી બ્હેન મારી.

તકદીર બુરી જ્યાં હોય બીચારી તદબીર કદી ન દે યારી

લાજ ન રાખે આજ માહારી સરજતની ગત ન્યારી

એક તાતના ખુનથી[1],—જનમી પી એકજ માતનું શીર,[2]

ભાઇ સગાનો સુખન ન રાખે જળજો તે હમશીર.[3]

---

૧. ઓલાદથી; ૨ દુધ; ૩ બ્હેન.

**ભીખા—**

આગો[1] બાઇગો કોમરો માઝો આંની ગાંવચો દાદો
પાદરી ગમવલો[2]

આગો બાઇ માઝી રડાયલા લાગલીંગો
બાઇ માઝી કુતાયલા લાગલીંગો
મીં તવાં ગેતલી એક બાટલીંગો
આગો બેવરો નચાયલા લાગલીંગો

પાદરી દાદા, પાદરી દાદા, માઝો કોમરો મેલોગો
ભંગલો[3] તુઝો કોમરો, માઝો પાદરી ગમવલો—

૧. આગો—અરે ઓ. ૨, ગમવલો—મરી ગયો. ૩. ભંગલો—આગ લગાર.

## ઉપલાં ગાયણનો તરજુમો:—

રાંભળોરે મારી આઇઓ અને બાઇઓ : મારો કુકરયો મરઘો આજે મરી ગયો અને વળી તેની સાથે આજે મારા મોટા પાદરીએબી ટાકો ઘડી કીધો; મારી બાયડી બીચારી રડવા કુટવા લાગી ને તેનો ગમ જોઇ મને ઘણું લાગી આવ્યું તેથી મેં એક બેવડાની બાટલી લઇ તે ગટાવવા માંડી ને વળી દીલમાં ગરમી લાવવા નાંચવા માંડયુ ને બોલતો ગયો કે, 'ઓઇરે પાદરી દાદા !' મારી બઇરી કુટીપીટીને ભેંકડો તાણવા લાગી કે 'આ મારા હીરા જેવા કોમરા—આ—આ—રે—એ—એ મેં કહયું કે 'કોમરાને કહાં આગ લગારેછ ? સુન્ના જેવો પાદરી મરી ગીયો તેને રડવા કુટવા લાગની કે પાંચ માણસમાં આબરૂ વધરો !'

શ્રાવક—

દાવર તું જગ દાતા
ધીરજનાં ફળ, જશવંત દે તું
મહેરની વર્ષે રહેમ તુંજપર=દાવર.
તુંજપર તનમન, અરપણ કરૂં
કરૂં હર,
જલથલ હરજન, હરી ભજે જગપર
ચીતમન મુજનું તુંજને અરપણ
સુખની ઘડી ઘડી પળ દે તું=દાવર.

ડ્રોપ.

## અંક ત્રીજો.

૧૪

**દાસુબા** -

ભરૂં હું લુટીને ગજવાં, મને દોઢીયાંનું બસ કામ.
આપો જો મુજને પૈસા, કરૂં સો સો હું સલામ
બસ દોઢીયાં હોય તો આવો, ને નહીં તો રામ રામ.
ખટપટ સટપટ પૈસાની, છું પૈસાનો ગુલામ.

*    *    *

હેજો બસ દાનાઈથી, ખોભો ભરીને દામ.
હું પૈસાનો પુંજારી, ડાસુબા મારૂં નામ
છે ધંધો મારો ભારી, રેસ સટાપર દોડધામ.
કકરો વકરો ખાલી થાય, લઉં મારવાડીથી કામ.

જર -

દાતા મુજને દે તું યારી, ફીસ્તિ મારી પાર ઉતાર
એ જગવાલી, એ રખવાલી, બેલી તું કીરતાર.
આશા મુજ પાર ઉતાર, દાદાર તું લે ઉગાર.
મન તું જાણી. લે નીત માની.
રહે તું ખુદાથી ડરી, આખર જવં છે મરી.
બસ જફારે થઈ ન વફાતો રહી માગું હુંતો કરગરી=દાતા